# શું જગતમાં પુરાણા કાળથી માંસાહારની રૂઢી છે?



પ્રકાશક
(શ્રી [illegible] પ્રસિદ્ધ મંડળ તરફથી)
છોટુભાઈ [illegible] દેસાઈ
સોનીફળીઆ,—સુરત.

## નિવેદન.

આ નાનો પણ અસરકારક ટુંકમાં માંસાહારની રૂઢી અર્વાચીન તથા અનિષ્ટ છે એવું સ્પષ્ટપણે દર્શાવતો નિબંધ છુટો પ્રકટ કરવાનું વાજબી ધાર્યું છે. કારણ આટલાં થોડા વાચનથી પણ વિચારવાન વ્યક્તિ માંસાહારની ઘાતકી પ્રથાની અનાવશ્યકતા ધ્યાનમાં લઈ શકે.

પ્રકાશક.

# શું જગતમાં પુરાણા કાળથી માંસાહારની રૂઢી છે ?

એક વખત એવો હતો કે જ્યારે મનુષ્ય નિરોગી, પૂર્ણ સુખી, અને સ્વતંત્ર રહી જગતમાં સ્વર્ગ અનુભવતો, તેનું સ્વર્ગ આપણે ખોઇ બેઠાં. એવી ભાવના જગતની સમસ્ત પ્રજાની તવારીખમાં વારંવાર માલુમ પડે છે. હેરોડોટસ અને તેની પછી થએલાં પુરાણા ઇતિહાસ-કારોએ તેમના વખતના લોકોનું વર્ણન કરતાં જણાવ્યું છે કે-લોકો તો સતયુગનો જમાનો કે જેમાં આહાર માટે પશુ વધ નહોતો થતો અને સર્વત્ર સુખ અને શાંતિ પ્રસરેલી હતી, તે જમાનાનું સ્મરણ કરતાં હોય છે. આપણે જાણીએ છીએ કે ક્રાઇસ્ટના જન્મ પહેલાં ઘણા સૈકા અગાઉ, બુદ્ધ પાયથેગોરાસ, સોક્રેટીસ, પ્લુટાર્ક, આદિ

બીજા સુધારકોએ માંસનો આહાર તરીકે ઉપયોગ નહિ કરવો એ સિદ્ધાંત શીખવ્યો હતો. ખ્રિસ્તની પૂર્વે આઠમા સૈકામાં, સતયુગનું વર્ણન કરતાં હીસીઓડ જણાવે છે કે તે વખતે માંસાહારમાં કોઈ સમજતું પણ નહિ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે માંસનો આહાર તરીકે ઉપયોગ ન કરવો એ સવાલ કાંઈ હમણાંનો ઉપસ્થિત થએલ નથી. કારણ કે હાલ જગતના સર્વ મનુષ્યોમાંથી અર્ધી કરતાં વધારે સંખ્યા માંસાહારી નથી તે સુચવે છે કે લોકો અગાઉ માંસાહાર નહોતા થતા.

જે માણસ, ફળ, શાક, ભાજી આદિના બદલે માંસનો ઉપયોગ ન કરે તે "વનસ્પત્યાહારી" કહેવાય. જાપાન અને ચીનના બૌદ્ધો, હિંદના બૌદ્ધ *ધર્મીઓ અને પૂર્વના બીજા લાખો મનુષ્યો,

---

* અમારા ધારવા મુજબ લેખક જૈન ધર્મને બૌદ્ધ ધર્મની એક શાખા માને છે.

મૃગશીર્ષ અથવા તો ઓછામાં ઓછા, ત્રણ ચાર હજાર વર્ષથી તો વેજીટેરીઅનો જ છે. ત્યારે હવે પૂર્વના લોકો, અને તેમાંના શીતળ પ્રદેશમાં વસનારાઓ પણ શુદ્ધ આહાર કરનારા છે અને આપણે પશ્ચિમના લોકો ખુલ્લી રીતે માંસાહારી કહેવાઇએ એ વિસ્મયજનક છે.

મનુષ્યોની રીતભાત અને ખોરાકનું વર્ણન કરનારાઓ માણસોને માંસાહારીના વર્ગમાં ગણે તે આશ્ચર્યજનક છે. કુદરતી રીતે એવો વર્ગ કરવો તે બંધબેસતું નથી. મનુષ્યાકારને મળતાં જે વાનરો ફળાહાર કરી જીવે છે તેમની સાથે મનુષ્યોને વિશેષ મળતાપણું હોવાથી, મનુષ્યો ફળાહાર-કરનારાઓની સાથે એક વર્ગમાં મૂકી શકાય. ઉંચામાં ઉંચી પંક્તિના વાનરમાં અને હલકી પંક્તિના મનુષ્યમાં તફાવત એટલો છે કે માણસમાં બુદ્ધિ અથવા માનસિક શક્તિ હોય છે, જેનો વાનરોમાં અભાવ હોય છે. માણસને સારૂં-માઠું, સદસત્ આદિ નીતિનું ભાન હોય

છે, તેને વિચાર કરવાની શક્તિ હોય છે અને શુદ્ધ ભાષાથી પોતાનો વિચાર દર્શાવી શકે એવું તે એકજ પ્રાણી છે. પણ જ્યાં સુધી ખોરાકની સાથે સંબંધ છે ત્યાં સુધી મનુષ્ય અને વાનર મળતાંજ ગણાય કારણ કે બંને ફળાહાર કરનાર વર્ગમાં આવે છે.

ક્યુવીઅર, કારપેન્ટર, ગુડ, રીગ્નીઅર, ટેઇલર, પ્રો. ઓવેન, લુબક અને બીજા ઘણા પ્રતિષ્ઠિત શારીરીક શાસ્ત્રના અભ્યાસીઓએ અને કુદરતના અભ્યાસીઓ પોતાના જ્ઞાનથી સિદ્ધ કરી આપ્યું છે કે માણસોના શરીરનો બાંધોજ એવો છે કે માણસોએ ફળાદિનો આહાર કરવો જોઇએ. એટલુંજ નહિ પણ જેઓ એ નિયમનો ભંગ કરે છે અને માંસાહાર કરે છે, તેઓ અસંખ્ય પીડા અને દર્દને જન્મ આપે છે. આ બિના પ્લેટો, સોક્રેટીસ, સીનીકા, પાયથાગોરાસ, પ્લુટાર્ક અને બીજા પૂર્વકાળના ઋષિઓએ માન્ય રાખી [illegible], અને લામાર્ક, ડારવીન, વાલેસ, સ્પેન્સર

અને હેકલ વિગેરેથી સ્થાપિત થએલ વિકાસ (ઇવોલ્યુશન) ના સાર્વજનિક નિયમથી, તે બીના દઢીભૂત થઈ છે. આ વિકાસના નિયમથી આપણી આ ભૂમિપર જીવનનું મૂળ શું છે અને તેનો વિકાસ કેમ થાય છે તે વિશે પુષ્કળ પ્રકાશ પડયો છે.

એ પણ દેખીતું છે કે મૂળ તો સમસ્ત પ્રાણીઓનો ખોરાક વનસ્પતિમાંથી મેળવવામાં આવતો, કારણ કે વનસ્પતિજ પોષણ આપી શકે છે, અને માંસ ખોરાકને એક રસ કરી પોષણ આપી શકતું નથી. કેટલાંક કુદરતના અભ્યાસીઓ એટલે સુધી કહે છે કે પ્રથમ તો કોઇ પ્રાણી પણ માંસાહારી નહિ હતાં. પણ આગળ જતાં વનસ્પતિ અને ભાજીપાલાના દુષ્કાળને લીધે એવા માંસાહાર કરનાર પ્રાણીઓનો વર્ગ હસ્તિમાં આવ્યો અને ઘણુ ભાગે એવાંજ કારણથી મનુષ્યને પણ જુના માર્યાં માંસાહાર કરવાની જરૂર પડી. જુસ્તાર શાસ્ત્રી-

ઓના કહેવા પ્રમાણે પચાસ ઓસ હજાર વર્ષ પહેલાં જ્યારે હિમ પડયો અને વનસ્પતિમાં કંઇ ફેરફાર કરી નાખ્યો તે વખતથી. મનુષ્યો કે જમાનાઓ ગયાં ફળાફળાદિ કુદરતી ખોરાક ખાઇ નિર્વાહ કરતાં તેના બદલે માંસાહાર કરવા તરફ દોરાયાં હશે. માણસોમાં માંસાહાર કરવાની આવી કેટલીક ટેવો (ખાસીઅતો) ઉપર પ્રમાણે જણાવેલ સંજોગોથી થઇ હશે, છતાં પણ તેના શરીરના બાંધામાં અને મનુષ્યોના કુદરતી ગુણ ધર્મોમાં કાંઇ ફેરફાર નથી થયો, * એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કુદરતે માણસને માંસાહાર પ્રાણી તરીકે પેદા કર્યું નથી. અને તેથી વહેલા કે મોડાં જમીનમાંથીજ ઉત્પન્ન થતાં પદાર્થો ખાવાં પડશે.

**પ્લેટો** કે જેણે ક્રાઇસ્તની પૂર્વે ચોથા સૈકામાં પોતાના પુસ્તકો લખ્યાં છે, તેણે તેના **રીપબ્લીક** નામના પ્રસિદ્ધ પુસ્તકમાં સોક્રેટીસ નું વર્ણન કર્યું છે. સોક્રેટીસ એક નમુનેદાર શહેરનું વર્ણન કરે છે. અને તેના વતનીઓને

ફળ અનાજ, ભાજીપાલો જેવા સાદો ખોરાક લેવા ભલામણ કરે છે, એક એક માણસે વાંચ્યા લીધા કે, તેનો આહાર તો બહુજ સાદો છે, તેના બચાવમાં સૉક્રેટીસ પોતાની દલીલો રજુ કરે છે. અને લડાઈ, રોગ, દુરાચાર વિગેરેનું મૂળ માંસાહાર છે એમ બતાવે છે.

જે માણસમાં વિચાર કરવાની શક્તિ છે અને જેને બુદ્ધિ છે તેવો માણસ કુદરતી રીતે માંસાહારી નથી હોતો. માણસના દાંત, હોજરી અનાજનું પાચણ કરનારી (Alimentary) નળી, અને આખો શરીરનો ઘાટ નિઃશંકપણે બતાવી આપે છે કે માણસ તેની આંતરિક અથવા કોઈપણ બનાવટમાં અથવા આહારમાં પણ વરૂ કે બીજા ઘાતકી પ્રાણીઓના સાથે સરખાવી શકાય નહિ. આપણા બાપદાદાઓ જંગલી, અર્ધ દગ્ધ અથવા તો સુધરેલાં હોય પણ આપણે તો આ જમાનામાં સુધરેલાં થવાની જરૂર છે. બાકી ફળાહારનો પ્રચાર તો

અનાદિ કાળથી અથવા તો આદમના વખતથી ચાલતો આવે છે.

**શુદ્ધ ફળાહારથી કૌવતમાં વધારો થાય છે.**

પશુઓમાં આપણે જોશું તો, હાથી જેવું ભારે અને સ્થુલ પ્રાણી ફળાહારીજ હોય છે. સાંભરૂ અને રૈનડીઆર (એક જાતનું ઉંચું હરણ) જેવાં મજબુતમાં મજબુત પ્રાણીઓ પણ શુદ્ધ ફળાહારી હોય છે. મૃગ અને અશ્વ જેવાં ઉતાવળથી દોડી શકે તેવા પ્રાણીઓ પણ ફળાહારીજ હોય છે. ફળાહાર કરનાર ગોરીલા નામનું પ્રાણી પણ જગતનો ખરો રાજા છે કારણ કે તે સિંહને એક તડાકે મારી નાંખે છે, એમ જણાયું છે.

માંસાહાર નહિ કરનારા પ્રાણીઓ તો બળ, બુદ્ધિ, સહન શકિત અને ચપળતા, એ બધી દ્રષ્ટિથી, બીજાં પ્રાણીઓની અંદર રાજા જેવાં ગણાય છે, એ બીના તદ્દન શંકારહિત છે.

હવે મનુષ્યોનું નિરિક્ષણ કરીએ તો જણાશે

કે એક જંગબાર સ્કોટલાંડના રહેવાશી કે જે માત્ર ભડકું, જવની રોટલી વગેરે અનાજનો આહાર કરી રહે છે, તેના શરીરનો બાંધો જન્મથીજ એવો હોય છે કે મજબુત મનોબળ-વાળા અને મજબુત સ્નાયુવાળા માણસોમાં તે અગ્રસ્થાન લઈ શકે છે. જે કોઈ પણ માણસ સ્કોટલાંડના હાઇલેંડનો રહેવાશીને લશ્કરની ટુકડીમાં કવાયત કરતો જોશે, તે તેની બહાદુરી અને હિમત વિષે જરાપણ શંકા નહિ કરે. એવીજ રીતે જાપાનના લોકો પણ કેટલાંક સૈકા થયાં ભાત જેવાં અનાજનો ખોરાક લઈ એવું જીવન પ્રાપ્ત કરતાં આવ્યા છે કે તેમના અદ્ભુત પરાક્રમોથી તેમની સર્વત્ર પ્રશંસા થાય છે. ખરેખર હમણાંજ એવો સવાલ કરવામાં આવે છે કે શું જાપાની લોકો શારીરિક અને મનોબળમાં દુનિઆની પ્રજામાં આગળ પડતાં નથી. અને જાપાનમાં લોકો ખરી રીતે અન્ન ફળાહારીજ છે. હવે આયર્લાંડના લોકો વિષે જોઈએ

તો તેઓ બટાટા, ભડકું, દુધ, લીલુ, અને કાચાં વગર, સુક્કી ભાજીને નિર્વાહ કરે છે. તેઓનો ખરો આહાર વનસ્પતિમય છે તેથી તેઓ પણ ફળાહારીજ (વેજીટેરીઅન) ગણાય. લડાઈ વખતે અથવા શાંતિ વખતે તે લોકોની લડાયક શક્તિની અને પ્રવૃત્તિની શામળ કરી ન શકાય. આપણે સાંભળ્યું છે કે રોમનું લશ્કર ઘઉંનો ખોરાક લેતું. અને રોમના ગ્લેડીએટર્સ (મલ્લ) જવ, ઓટમીલ વિગેરે ખોરાક લેતા અને ગ્રીસના જબરા કસરતબાજોને પણ માત્ર અન્ન ફળનોજ આહાર કરાવવામાં આવતો. તેરથી સોળમા સૈકાની અંદર ટર્કીનું લશ્કર જવ, અંજીર, દુગળી વિગેરે ખોરાક લેતું, અને એવા ખોરાકના જોરથી યુરોપનો અર્ધો ભાગ જીત્યા હતો. અન્ન ફળાહાર કેટલો જીવન આપનારો છે, તેનો જો વિશેષ પુરાવો જોઈએ તો એક પ્રખ્યાત ફ્રેંચ ગૃહસ્થ **ગાટીઅર**ના હમણાં પ્રસિદ્ધ થએલાં અને ખાસ વસુદ રાખી શકાય તેવાં પુસ્તકોમાં

શકે છે, અને અમેરીકાના નાસ્તિકો કરતાં વધારે બળવાન હોય છે.

નોર્વેના ખેડુતોને નહીં માંસાહારનો સ્વાદ કેવો છે તેની ભાગ્યેજ ખબર હોય છે છતાં તેઓ મુસાફરોની ગાડી પાછળ ચોકીદાર તરીકે બાર તેર માઇલ સુધી અટક્યાં સિવાય દોડતા જાય છે.

સ્મર્ણાનાં બંદરના મજુરો અને નાવિકો જેઓ ઘણાં લાંબા સમયથી જૂદાં જૂદી જાતના ફળ, વનસ્પતિ અને અનાજ ખાઇને નિર્વાહ ચલાવે છે, તેઓ બાંધામાં ઘણા મજબુત હોય છે.

દક્ષિણ અમેરીકાના ખાણ ખોદનાર મજુરો કે જેઓ મિતાહારી છે અને કદી માંસાહાર કરતાં નથી તેઓ તેમના ખભા ઉપર પાંચ પાંચ મણના બોજો ખેંચી લઇ જાય છે, તેવા બોજા લઇને તેઓ ૧૯૬ થી ૨૬૨ ફીટ સુધી ઉંચી સીડીઓ પર ચડી જાય છે, અને એકંદર એક

દિવસમાં તેમની આવી મજલ બાર માઈલ જેટલી થાય છે.

હૉટ-એવીઅરના મજુરો કે જેઓ ઈંડા વિનાનું અને માત્ર થોડી ચરબીવાળુંજ ખાણું ખાય છે તેઓ પુસ્કળ કામ કરી શકે છે. જેઓ માત્ર રવીવારે સહેજ માંસ ખાય છે.

ટરકીના સિપાઈ બહુ આહાર ઉપરનંત તેવી રીતે કરકસર કરનારા છે, તેઓ ફક્ત પાણી અથવા તો સુમન પીએ છે, અને ખોરાકમાં ચોખા વિગેરે અન્ન ખાય છે અને માંસને તો ભાગ્યેજ અડે છે પણ આપણે સુખળા સારી રીતે જાણીએ છીએ કે તુર્કોનો લડાયક જુસ્સો અદભુત હોય છે, અને તેમની હિંમત પણ બહુ દૃઢ હોય છે.

સાલોનીકા અને કોન્સ્ટાન્ટીનોપલના (પોરટગ) મજુરો કે જેઓનું ખાણું ઉપર જણાવ્યું તેવુંજ છે. તેઓનું કૌવત તો લોક પ્રસિદ્ધ છે.

તેથી બહુ બળવાન માનુષને લોકો " તુર્કના જેવો તે બળવાન છે" એમ કહે છે.

યુરોપના ખેડુતો અને કામદાર વર્ગ ફળો અને વનસ્પતિનો આહાર કરીનેજ નિર્વાહ ચલાવે છે. તેઓને માંસાહાર ખાવો ભારે પડી જાય તેથી કરકસરના નિયમોને તાબે થઇ તેઓ વનસ્પતિ આહાર કરે છે. આવી રહેણી કરણીથી લોકોની તંદુરસ્તીમાં વસ્તુતઃ સુધારો થાય છે અને આયુષ્ય લાંબુ થાય છે. સારી સ્થિતિવાળા લોકો, જેવા કે, રાજાઓ અમીર ઉમરાવો, એથી ઉલટું, માંસાહાર કરે છે અને દેશમાં ઉપજતી મોજશોખની ચીજોનો ઉપભોગ કરે છે, તેથી તેઓની તબીઅત પણ બરાબર નથી રહેતી, અને તેઓના આયુષ્ય પણ ટુંકા હોય છે.

ગ્રીસ અને રોમના ઇતિહાસમાં એક વખત એવો હતો કે જ્યારે મજુરો થોડોજ ખોરાક લેતા અર્થાત્ સવારના માત્ર થોડાં ફળ ખાઇનેજ ચલાવતાં અને બપોરે રોટલી, થોડાં પાકાં

ઓતીલ રીતિ ખાના અને સાદા સાધારણ વનસ્પતિના આહાર ઉપર નભનારા હિંદુના ભોજન સમાન કરતાં એમાં ને દાલના રેહણી કરણીમાં ઘણોજ તફાવત છે.

હીબ્રુઓના શાસ્ત્રોમાં માંસાહાર અને વનસ્પતિ આહારના ગુણ દોષ વિષે શું લખવામાં આવ્યું છે તે જાણવું બહુ ઉપયોગી થશે.

"હું તને વિનંતિ કરૂં છું કે, તારા નોકરો ઉપર તું દસ દિવસ માટે અજમાયશ કર, અને તેને ખાવાને માત્ર દાણા—અને પીવાને પાણીજ આપજે."

"પછી અમારા અને જેઓ માંસાહાર કરે છે તેમના ચ્હેરા જોજે, અને જે પ્રમાણે તને ભાસે તે પ્રમાણે નોકરોની વ્યવસ્થા કરજે.

"તેથી તેણે આ બાબતમાં તેને હા કહી અને તેમની દસ દિવસ સુધી અજમાયશ કરી."

"અને દસ દિવસ પછી જોયું તો તેમના ચ્હેરાં જેઓ માંસ ખાતાં હતાં તેમનાં કરતાં

વધારે ને વધારે ફિક્કળા જણાયા. તેથી મેલજરે, તેમની પાસેથી માંસ અને દારૂ લઇ લીધો અને તેમને ખાવા માટે દાળ આપી.

## માંસાહારથી થતી માઠી અસરો.

એ તો સ્પષ્ટ રીતે માલમ પડે છે માણસનો કુદરતી ખોરાક તો વનસ્પતિ આહારજ છે. આજ ફળ કરતાં વધારે શુદ્ધ વધારે સ્વાદિષ્ટ અને વધારે પોશાક ખોરાક બીજો કોઇ છેજ નહિ. એમ જણાવવામાં આવે છે કે માંસથી લોહીના અંદર તેવાં તત્વો ભરાઇ જાય છે કે તેઓ મળશુદ્ધિ કરનાર ભાગમાંથી પાછાં નાબુદ થતાં નથી અને તેથી કરીને નબળાઇ પેદા છે. આવી ફર્યાદ ઘણા માંસારીઓને સાધારણ છે. આમ હોવા છતાં હજુ સુધી માંસાહાર કેમ કરવામાં આવતો હશે અને મનુષ્ય કુદરતી રીતે જેવો છે અને જેવો ખોરાક તેણે કુદરતી રીતે ખાવો જોઇએ, તેવાં આદર્શ તરફ કેમ નહિ દોરાતાં હોય? પણ આગળનાં દુરાચારો ચાલ્યાં આવે

